

॥ ઓ૩મ્ ॥

# ભાગવત પરીક્ષા.

છપાવી પ્રસિદ્ધ કર્તા

**આર્યસમાજ—અમદાવાદ.**

**વૈદિક મંદિર.**

રાયપુર ચકલા—કાર્યાલય.

ધી 'સૂર્યપ્રકાશ' પ્રિન્ટિંગ પ્રેસમાં મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી
કાળુપુર ટંકશાળ,—અમદાવાદ.

| વિક્રમાબ્દ. | આર્યસંવત. | દયાનંદાબ્દ. |
|---|---|---|
| ૧૯૭૫. | ૧૯૬૦૮૫૩૦૨૦. | ૪૦. |

પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦.



॥ ઓક્ષ્મ ॥

# પ્રસ્તાવના.

વૈદિક ધર્માભિમાની હિન્દુ પૌરાણિક ભાઈઓ ભાગવતને પાંચમો વેદ માને છે, અને સ્થળે સ્થળે તેની કથા મહાત્મનો પ્રચાર કરવામાં આવે છે. ભાદરવા માસની સુદ ૮ થી ૧૫ સુધી, તેનું સપ્તાહ પારોયણ બેસાડવામાં આવે છે. ધનવાન મનુષ્યો એકસો આઠ પારાયણ. એકી વખતે એકજ સ્થાનમાં સાથે સાથે બેસાડે છે, અને પોતાને, જેવી રીતે રાજા પરિક્ષિતનો મોક્ષ ભાગવતના કથનાનુસાર ભાગવત શ્રવણથી થયો હતો, તેવી રીતે ભાગવત કથન ઉપર શ્રદ્ધા રાખી પોતાનો મોક્ષ થશે તેમ માને છે. પુરાણી મહારાજો ભાગવતને વ્યાસ કૃત કહી, યજમાનને તે કથન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રખાવે છે. યજમાન તેમ માની પોતાને અહોભાગ્ય સમજે છે.

ભાગવત મહાત્મમાં લખ્યું છે કે, "ભાગવત દેવતાઓને પણ દુર્લભ છે." રાજા પરીક્ષિતનો મોક્ષ સાંભળી, બ્રહ્મા પણ વિસ્મય પામ્યા, અને સત્ય લોકમાં ત્રાજવું બાંધી તોલ કરી જોયું તો, માલુમ પડયું કે સમસ્ત મોક્ષ સાધનો ભાગવત મહાત્મથી વજનમાં હલકા થયા."

સજ્જન બંધુઓ આપ સારી પેઠે જાણો છો કે વેદ ચાર છે. રૂગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. વેદ ઈશ્વરિયજ્ઞાન છે, માટે તેને સ્વતઃ પ્રમાણ માનવામાં આવ છે. પ્રાચિન વેદવેત્તા રૃષિઓએ કોઇ પણ સ્થળે વેદ પાંચ છે, તેવું કોઇ શાસ્ત્રમાં બતાવ્યું નથી. પાઠકો આપ પક્ષપાત છોડી વિચાર કરશો કે, બ્રહ્માજીનું રાજા પરીક્ષિતના મોક્ષથી વિસ્મય પામી ત્રાજવું બાંધી, મોક્ષ સાધનો સઘળાને, અને એક તરફ ભાગવત મહાત્મ ફળને તોલવું, અને ભાગવ-

તના ફળને શ્રેષ્ઠ વધારે બતાવવું, અને સમસ્ત યોગ સાધનો, યમ, નિયમ, આસન પ્રાણાયામાદિ, જપ, તપ વિગેરેને તેનાથી હલકાં બતાવવાં, એ સદ્ધ કરી આપે છે કે, ભાગવતના કર્તાને વ્યાસજી મહારાજના વેદાંત દર્શન બ્રહ્મસુત્ર, ઉપનિષદ, ગીતા આદિ ગ્રંથોનું કાંઈ ભાન તથા જ્ઞાન નહોતું.

અમો આ નાનકડા પુસ્તકના લઘુ લેખમાં, પ્રમાણો સાથે સિદ્ધ કરી બતાવીશું કે, ભાગવત વ્યાસ કૃત નથી, પરંતુ પં. બોપદેવનું બનાવેલું છે. ભાગવત વ્યાસજીના પુત્ર શુકદેવજીએ રાજા પરીક્ષિતને સંભળાવ્યુંજ નથી. ભાગવત વર્તમાન કળીયુગમાં બન્યું છે, તે આધુનિક છે. ભાગવતમાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધ અને અસંભવ અનેક કિસ્સા કહાનિયો અરેબીયન નાઇટ્સના જેવી છે. ભાગવતના લેખોમાં, બ્રહ્મા, વિષ્ણુ ઇંદ્રાદિ દેવતાઓને જૂઠાં કલંક લગાડી છળી, કપટી, વિષયી વર્ણવ્યા છે. ભાગવત ધર્મશાસ્ત્ર નથી. વિગેરે.

વાચકવૃંદ, આપ આ પુસ્તકના એક લઘુ લેખને પક્ષપાત છોડી, તટસ્થપણે અથથી તે ઇતિ સુધી જરૂર વાંચી જશો, અને બુદ્ધિપૂર્વક સત્યાસત્યનો નિર્ણય કરશો. આ પુસ્તક પ્રગટ કરી અમારે કોઇના આત્માની લાગણીઓને દુભાવવાની નથી, અમારે કોઇ સાથે ઇર્ષા, દ્વેષ નથી, પરંતુ મિત્રની દૃષ્ટિથી જોઇને ગાડરીયા પ્રવાહમાં તણાતા, અમારા વૈદિક ધર્માભિમાની ભાઇઓને સનાતન ધર્મના સત્ય માર્ગના રસ્તે ચઢાવી, તેમનું ભલુ ઇચ્છી, તેઓ કલ્યાણના માર્ગને પ્રાપ્ત કરે, એટલા માટેજ આ અમારો પ્રયાસ છે. આશા રાખીએ છીએ કે સત્યનું ગ્રહણ કરી, અસત્યનો ત્યાગ કરશો. ઇત્યોમ્.

વૈદિક કાર્યાલય.

ભાદ્રપદ શુક્લપંચમી—અમદાવાદ.

॥ ओ३म् ॥

# ભાગવત પરીક્ષા.

---

**સુજ્ઞ બ્રાતાઓ !**

પ્રાચિન સમયમાં આપણો ભારત વર્ષ દેશ વૈદિક તત્વજ્ઞાનની ઉજ્વળ રોશનીથી પ્રકાશિત હતો. મનુમહારાજ લખે છે કે,

**एतद्देश प्रसूतस्य सकाशादग्र जन्मनः ।**
**स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वे मानवाः ॥**

**मनुस्मृति अध्याय २ श्लो. २०.**

**ભાવાર્થ**—આ દેશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો પાસેથી, પૃથિવિ ભરના સર્વ મનુષ્યોએ, પોતપોતાના દેશાનુકુળ ધર્મોપદેશનું શિક્ષણ લીધું. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે,—

આપણા પૂર્વજો વેદાદિ સત્શાસ્ત્રોના અભ્યાસમાં નિપૂણ હતા. ઇશ્વરિયજ્ઞાનવેદનું શરણ લેતા, અને તેને પોતાનું જીવન સમજતા. મનુમહારાજ કહે છે કે, **धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः** ધર્મ જાણવાની ઈચ્છા કરનારને વેદ પરમ પ્રમાણ છે. **नास्तिको वेद निंदकः** વેદની નિંદા કરનાર નાસ્તિક છે.

મહાભારતના ઘોર સંગ્રામ પછી વૈદિક ધર્મનું પરિવર્તન થયું. વેદોના વક્તા, ૠષિ મહર્ષિઓ નાશ પામ્યા, વેદનું પઠન પાઠન નષ્ટ થયું, સ્વાર્થી લોકોએ કપોલકલ્પિત જાળ ગ્રંથો બનાવ્યા, અને તેને વ્યાસજી જેવા મહર્ષિઓના નામથી પ્રસિદ્ધ કર્યા. વર્ણાશ્રમ ધર્મની મર્યાદાનો લોપ થયો, અનેક મત, પંથ, સંપ્રદાય, વૈદિક ધર્મના નામે

ઉભા થયા. એક એકના વિરોધી બની પોતપોતાના મતના પુસ્તકમાં જુદી જુદી જાતના કંઠી તિલકાદિ ચિન્હોની રચના કરી, તેનો પ્રચાર ધર્મના નામે કરવા લાગ્યા. આવા સમયમાં અષ્ટાદશ પુરાણ તથા ભાગવત ગ્રંથની રચના થઈ. પુરાણ શબ્દની ખરી વ્યાખ્યા, પુરાતન વિદ્યાના ગ્રંથો થાય છે. ચાર વેદના ચાર બ્રાહ્મણ ગ્રંથો છે, તેના નામ શતપથ, ગોપથ, ઐતરેય, સામપથ છે, તેના કર્ત્તા મહર્ષિ યાજ્ઞવલ્કય આદિ રૂષિઓ છે, પ્રાચિન સમયમાં તેનો પ્રચાર હતો, તે વેદોના વ્યાખ્યાન ગ્રંથો છે. અને તે ખરાં પુરાણ છે.

## ભાગવત વ્યાસ કૃત નથી.

વ્યાસજી મહારાજ કૌરવ પાંડવોના સમયમાં થઈ ગયા. તેઓ મહર્ષિ પરાસરથી સત્યવતી ( મત્સગંધા )ના ઉદરથી જન્મ્યા હતા. તેમનું નામ કૃષ્ણદ્વૈપાયન હતું. ચાર વેદનો સાંગોપાંગ અભ્યાસ કરી, વેદાંતમાં આરપાર થયેલા હતા, એટલે નિપૂણ પારંગત હોવાથી તેમને વ્યાસ કહેતા હતા. તેમનો સમય આજથી પાંચ હજાર વર્ષનો છે. તેઓ શુકદેવજીના પીતા હતા. સૌથી પ્રથમ આપણે ભાગવત મહાત્માંથી પદ્મ પુરાણપ્રોક્ત ભાગવત મહાત્મ ઉપર વિચાર કરીશું.

**यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं, द्वैपायनो विरहकातर आजुहाव ।**
**पुत्रेति तन्मयतया तरवोऽभिनेदुस्तं सर्वभूतहृदयं मुनीमानतोस्मि॥**

**ભાવાર્થ:**—વિરક્ત પુત્ર શુકદેવના વિરહમાં વ્યાકુળ વ્યાસમુની કહે છે કે હે પુત્ર ! હે પુત્ર ! ઉત્તર દેતો નથી, પરંતુ જેને વૃક્ષ ઉત્તર દે છે એવા કાતર વ્યાસ મુનીને નમસ્કાર છે.

આ ભાગવત મહાત્મના પ્રમાણથી એ સિદ્ધ થાય છે કે, ભાગવત વ્યાસજીનું બનાવેલું નથી, કારણ કે ગ્રંથકર્ત્તા પોતે પોતાના પુસ્તકમાં પોતાને નમસ્કાર કે સ્તુતિ કરતા નથી, પરંતુ આ શ્લોકમાં

"વ્યાસ મુનીને નમસ્કાર છે." એવું લખ્યું છે, માટે અન્યોક્તિ છે, માટે ભાગવત કર્ત્તા બીજો કોઈ સિદ્ધ થાય છે.

ભાગવત પ્રથમ સ્કંધ શ્લોક ૩ માં બતાવ્યું છે કે "વેદરૂપી કલ્પવૃક્ષના શુકમુખ દ્વારા વહેતી ફળની અમૃતધારા વાળું ભાગવત રૂપ રસનું પાન કરો".

**સમીક્ષા**—આ શ્લોકમાં ભાગવત વેદનું ફળ બતાવ્યું છે, અને શુકદેવ મુનીને મુખ કહ્યું છે, ત્યારે વિચાર એ થઈ પડે છે કે, આ શ્લોક વ્યાસ કૃત ન હોવો જોઇએ, કારણ કે તે અન્યોક્તિવત્ છે.

શ્લોક ૭ માં કહ્યું છે—

**यानि वेदविदां श्रेष्ठो भगवानबादरायण: ।**

**અર્થ**—વેદવિદોમાં શ્રેષ્ઠ વ્યાસમુનીએ બનાવેલાં, અને અન્ય રૂષિઓએ બનાવેલાં શાસ્ત્રોને તમે જાણો છો.

આથી જાણે વ્યાસોક્તિ સિદ્ધ થતી નથી, અને શ્લોક ૭ થી—

"**ऋषयऊचु:**" "**व्यासउवाच**" તો છે જ નહીં.

જીજ્ઞાસુ ભાઇ સમજી લેશે કે ભાગવત વ્યાસકૃત નથી, વળી.

## ભાગવત કલિયુગમાં બન્યું.

ભાગવત સ્કંધ ૧ શ્લોક ૧૦ માં લખ્યું છે કે—

**प्रायेणाल्पायुष: सम्यक्कलावास्मिन युगेजना: ।**
**मन्दा: सुमन्दमतयो मन्दभाग्या ह्युपद्रुता: ॥ १० ॥**

**અર્થ**—આ "કલિયુગમાં મનુષ્ય અલ્પાયુ, મન્દમતિ, મન્દભાગ્ય અને રોગાદિથી પીડિત છે" આ ઉપરથી ખુલ્લું જણાય છે કે ભાગવતના સમયે કલિયુગ વર્તમાન હતો. તથા શ્લોક ૨૧ થી તો સરળ રીતે સિદ્ધ થઇ જાય છે કે ભાગવત કલિયુગમાં બન્યું.

પદ્મ પુરાણાન્તર્ગત ભાગવત મહાત્મમાં લખ્યું છે કે—એક સમયે

જ્યારે વિષ્ણુ ભગવાન બદ્રિકાશ્રમમાં તપસ્યા કરતા હતા, ત્યારે નારદજી તેમની પાસે ગયા, વિષ્ણુ ભગવાને મુનીને એમની ખબર પૂછી, નારદજીએ ઉત્તરમાં કહ્યું કે—

"પ્રાયઃ સર્વત્ર ક્ષેમકુશળ છે, પરંતુ કાશીસ્થ ભગવાન વિશ્વનાથના મંદિરને મ્લેચ્છોએ ભ્રષ્ટ કરી દીધું છે, અને ભગવાન જ્ઞાનવાપી વાવમાં સમાઈ ગયા છે, ઈત્યાદિ." સમીક્ષા—વાંચક વૃંદ આ લેખ ક્યારે લખાયો છે, તે આપ જાણતા જ હોવા જોઈએ. એ ઔરંગજેબ બાદશાહના સમયની ઘટના છે. મુગલ બાદશાહ ઔરંગજેબના સમયની ઘટનાનું વર્ણન વ્યાસ કૃત પુસ્તકોમાં હોવું અસંભવ છે. ઉપરોક્ત કારણોથી ભાગવત વ્યાસ કૃત નથી, અને તે વર્તમાન કળિયુગમાં લખાએલું છે.

## ભાગવત પં. બોપદેવે બનાવ્યું છે.

ભારતવર્ષમાં હિમાદ્રિ નામે એક સચીવ થઇ ગયો. તેની પાસે બોપદેવ અને જયદેવ નામના બે પંડિતો હતા, જયદેવ કે જેણે "ગીત ગોવિન્દ". ગ્રંથ બનાવ્યો છે, અને બોપદેવ પ્રણિત "હિમાદ્રિ" નામક ગ્રંથ છે. પં. બોપદેવ પોતે જ હિમાદ્રિ ગ્રંથમાં લખે છે કે "શ્રીમદ્ ભાગવત" મ્હેં બનાવ્યું છે. તે આશયના બે શ્લોક નિચે મુજબ છે.

**हिमाद्रेः सचिवस्यार्थे सूचना क्रियतेऽधुना ।**
**स्कन्धाध्याय कथानांच यत्प्रमाणं समासतः ॥ १ ॥**
**श्रीमद्भागवतं नाम पुराणं च मयेरितम् ।**
**विदुषा बोपदेवेन श्री कृष्णस्ययशोऽन्वितम् ॥ २ ॥**

સચીવ હિમાદ્રિની આજ્ઞાથી પં. બોપદેવે ભાગવત બનાવ્યું છે, તે ઉપરના શ્લોકોથી પુરવાર થાય છે. આવા બીજા શ્લોકો તેમાં ઘણા છે, જેને જોવું હોય તે હિમાદ્રિ ગ્રંથમાં જોઇ લે.

પં. બોપદેવે હિમાદ્રિ સચીવને ખુશ કરવા, હાસ્ય, કરૂણા, વીર, ભયાનક, અદ્દભૂત, રૌદ્ર, અને શૃંગારાદિ રસોથી ભરપૂર કરી, આ ભાગવત ગ્રંથ પોતાના મગજનાં ભેજાંમાંથી કલ્પના ઉઠાવી રચ્યો છે. વળી ભાગવતનો હરીફ દેવી ભાગવત છે, તેની ભૂમિકામાં ટીકાકાર નિલકંઠ લખે છે કે "ભાગવત પં. બોપદેવનું બનાવેલું છે. દેવી ભાગવતનો કર્ત્તા દેવી ભાગવતને મહા પુરાણ કહે છે. ઈત્યાદિ પ્રમાણોથી ભાગવત બોપદેવ કૃત સિદ્ધ થાય છે. વ્યાસ કૃત નથી.

**પ્રમાણ—શુકદેવનું સ્વર્ગારોહણ**—મહાભારતના શાંતિપર્વના અધ્યાય. ૩૨૩ માં લખ્યું છે જે " નારદ મુનીથી જ્ઞાન પ્રાપ્ત કરી શુકદેવ મુની સંસારથી વિમુખ થઇ ગયા, અને પોતાના પીતા વ્યાસજી ની પાસે ગયા, અને નમસ્કાર અભિવાદન કરીને સર્વ વૃતાંત સંભળાવ્યો, અને આજ્ઞા માગી. શુકદેવજીના અભિવાદન અને સંસારની અસારતાદિ તત્વ જ્ઞાનને સાંભળી વ્યાસજી પ્રસન્ન થયા, અને જ્યારે વ્યાસે એમ સાંભળ્યું કે દેહ ત્યાગાર્થે જાય છે, ત્યારે હે પુત્ર ! હે પુત્ર ! તું ઉભો રહે, કે જ્યાં સુધી મ્હારા નેત્ર તને દેખે. અર્થાત જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી થોભ, એમ કહેવા લાગ્યા. પરંતુ શુકદેવ સ્નેહને છોડી નિરપેક્ષ થઇ, મોક્ષમાં રૂચી કરી ચાલવા લાગ્યા. પીતાને છોડી કૈલાસ ઉપર ચાલ્યા.

**कैलाश पृष्ठं विमलं सिद्धसंघनिषेवितम् महा० अ० ३३१**

આગળ અધ્યાય ૩૩૨ માં શ્લોક—**कैलास पृष्ठादुत्पत्य स पपात दिवं तदा । अर्न्तरिक्षचरः श्रीमान् वायुभुतः सुनिश्चितः**

અર્થ—કૈલાસ ઉપરથી ઉડી વાયુ રૂપ શુકદેવ આકાશમાં થઇ ધુલોક (સ્વર્ગ)માં પહોંચી ગયા. આગળ અધ્યાય ૩૩૩ માં લખ્યું છે કે " જ્યારે વ્યાસજીએ શુકદેવજીનું સ્વર્ગારોહણ સાંભળ્યું ત્યારે ઉચ્ચ

સ્વરથી હે શુક ! એ રીતે વ્યાસજી ત્રણે લોકને રૂદન કરાવવા લાગ્યા. બાદ પુત્ર શોકથી મન્દાકિની નદી ઉપર આવ્યા, ત્યાં મહાદેવજીએ સમજાવ્યા. આગળ ભિષ્મ પિતામહજી બાણ શય્યા ઉપરથી યુધિષ્ઠિર ને કહે છે કે હે ભરતકુલશ્રેષ્ઠ આ શુકદેવજીની જન્મથી મૃત્યુ સુધીની ગતી વિસ્તારથી સંભળાવી, કે જે તુ મને પૂછે છે.

વાંચકવૃંદ—ભલા વારૂ હવે કોઇ સંદેહ રહે છે ? જ્યારે પરીક્ષિતનાદાદા ધર્મરાજ યુધિષ્ઠિર ) ને તેમના દાદા ભિષ્મજી, શુકદેવ મુનીના મૃત્યુના સમાચાર સંભળાવી ચૂકયા તે વ્યાસપુત્ર શુકદેવ રાજા પરીક્ષિતને કયાંથી ભાગવત સંભળાવવા આવ્યા ? કારણ કે શુકદેવજીના દેહાંત વખતે પરીક્ષિતનો જન્મ પણ થયો ન હતો. એટલે શુકદેવજીની હયાતિમાં પરીક્ષિત હતાજ નહીં, અને પરીક્ષિતની હયાતિમાં શુકદેવજી હતાજ નહી, તો ભાગવત શુકદેવે પરીક્ષિતને સંભળાવ્યુ, તે તદ્દન બનાવટી વાત છે.

વળી દેવી ભાગવત શાકે ૧૮૧૧ વ્યંકટેશ્વર પ્રેસ મુંબાઇમાં છાપેલું. પ્રથમ સ્કંધ. અધ્યાય ૧૯ પૃ. ૩૮. શ્લોક. ૩૬ માં સ્પષ્ટ લખ્યું છે કે–શુકદેવનું મૃત્યુ વ્યાસ મુનીની હયાતિમાં થયું, તેથી વ્યાસજી શોકાતુર થયા, તેમ સ્પષ્ટ લખ્યું છે. પાઠકો આથી જાણી લેશે કે ભાગવત શુકદેવજીએ રાજા પરીક્ષિતને સંભળાવ્યું નથી.

## ભાગવત મહાત્મ ઉપર એક દ્રષ્ટિ.

ભાગવત મહાત્મમાં લખ્યું છે કે-ભાગવત દેવતાઓને દુર્લભ છે. વળી આગળ ચાલતાં લખ્યું છે કે–કલિયુગ સર્વ યુગો કરતાં શ્રેષ્ઠ છે, ભાગવતકારે કલિયુગની વર્તમાનતા, અધ્યાય. ૨ શ્લોક. ૧૦–૧૨–૧૩ થી સ્પષ્ટ સિદ્ધ કરી બતાવી છે. જે ફળ તપ, યોગ, અને સમાધિથી થતું, તે કલિયુગમાં ફક્ત " કેશવ કેશવ " કહેવાથી થાય છે. ॥ ૬૭ ॥

બ્રાહ્મણોએ અન્નના લોભથી ભાગવતની કથા ઘેર ઘેર સંભળાવી દરેક માણસને શ્રવણ કરાવ્યું, તેથી તત્વસાર જતો રહ્યો. શ્લોક. ॥ ૭૦ ॥

**સમીક્ષા** આગળ તો બતાવી ગયા કે ભાગવત દેવતાઓને દુ-ર્લભ છે, અને તેની કથા સાંભળવાનું ઘણું પૂન્ય છે, તો બ્રાહ્મણોએ ઘેરઘેર સંભળાવી તેથી તત્વસાર જતો રહ્યો, તો હવે ભાગવતનું સાંભળવું, સંભળાવવું નિરર્થક છે. પુરાણી મહારાજો આ કથનનો અમલ કરતા નથી.

**વળી**—ભાગવત કરોડો જન્મના પાપ દૂર કરે છે, એમાં કાંઇ સંદેહ નથી. ભાગવતનો અર્ધો કે પા શ્લોક ભણવાથી પણ રાજસૂય, અશ્વમેધનું ફળ થાય છે. ૩૭–૩૮ શ્લોક.

**સમીક્ષા**—વાહજી-વાહ. જ્યારે કરોડો જન્મના પાપો ભાગવત-થી અને પાકે અડધો શ્લોક ભણવાથી અશ્વમેધનું ફળ મળે છે, તો હવે પાપ કરવાથી ડરવાનું શું રહ્યું (ખરેખર ભારત વર્ષની પ્રજા આવી જ રીતે ઠગાઇને નહીં કરવાનાં કામ કરે છે)

વળી સન્યાસીએ આત્મ દેવ બ્રાહ્મણના મગજમાં (માથામાં) લખેલા અક્ષરો વાંચ્યા, અને કહ્યું કે, તને સાત જન્મ સુધી પુત્ર થવાનો નથી. બાદ સન્યાસીએ આત્મદેવને એક ફળ આપ્યું, તે ફળ આત્મદેવની સ્ત્રીએ ગાયને ખવરાવ્યું, તેથી ગાયના કાનમાંથી ગોકર્ણ ઉત્પન્ન થયો, અને બીજો ધુંધુકારી નામનો પુત્ર હતો. ધુંધુકારી મરણ પામી પ્રેત થયો, ગોકર્ણે તેને ભાગવત સંભળાવ્યું તેથી સાત ગાંઠો વાંસની ફાટીને તેનો ઉદ્ધાર થયો.

**સમીક્ષા**—સાત જન્મ સુધી પુત્ર થવાનો નથી, એવા માથામાં અક્ષરો વાંચ્યા. ભલા વારૂ આશ્ચર્યની વાત છે કે, શું આ મસ્તક

ઉપર સાતે જન્મનું વૃતાંત લખ્યું છે ? તેના ઉપર એક દિવસની દિનચર્યા કોઇ ભાગ્યેજ કોટાથી પણ કાઢી શકે, તો સાતે જન્મનું વૃતાંત લખેલું બતાવે છે, તે હાસ્ય જનક નહીં તો બીજુ શું ? બ્રાહ્મણના માથા ઉપર સંતાનના સંબંધનો તે માત્ર લેખ હતો કે સાત જન્મભરનું વૃતાંત હતું ? તે તો કોણ જાણે ! જાણે તો ભાગવતનો કર્ત્તા જાણે કે તેમના માનનારા પુરાણીઓ જાણે. ગાયના કાનમાંથી ગોકર્ણ મનુષ્ય પેદા થયો, તે ગપ નહીં તો બીજું શું ? સાત જન્મમાં પુત્ર ન હોતો, પરંતુ આત્મદેવને બે પુત્રોની પ્રાપ્તિ થઇ, આથી મસ્તકનો લેખ ખોટો પડે છે. ધુંધુકારી મરણ પામ્યા પછી ગોકર્ણ સાથે વાતો કરે, વાંસમાં ભરાઇને કથા સાંભળે, સાત ગાંઠો ફૂટે એક દવસની એક એમ તે અસંભવ છે.

આગળ શ્લોક ૯૯ માં લખે છે કે, યમદુતજી હાથમાં ફાંસી લઇ યમરાજને કહે છે કે, મહારાજ વૈશ્નુવોને સજા કરશો નહીં છોડી દેજો. કારણ કે વૈશ્નુવોનો તું શાસક નથી,

સમીક્ષા—હે ભારતવાસીઓ હવે યમરાજના પંજામાંથી મૂક્ત થવું હોય તો વૈષ્ણુવ બની જાઓ. વૈષ્ણુવ થઇ જવું સહેલું છે, એક લાંબુ ટીલું સવારમાં ઉઠીને કરશો કે વૈષ્ણુવ થઇ ગયા, અને યમરાજ તમને લાંબુ ટીલું જોઇ પાપમાથી મૂક્ત કરશે. પિંડદાન, વિગેરે કાંઇ કરવાની જરૂર જ નહીં રહે, કારણ તેમને યમયાતનાજ નહીં રહે.

## ભાગવતમાં લખેલી સૃષ્ટિક્રમ વિરૂદ્ધ, અસંભવ વાતો.

પાઠકોની જાણ માટે થોડા નમૂના (દાખલા) અહીં રજૂ કરીએ છીએ, તે વાંચી વિચાર કરશો, વિસ્તારભયથી માત્ર દિગ્દર્શન કરાવીએ છીએ, સમીક્ષા કરવાનું ઉચિત ધાર્યું નથી. આપ તેનો બુદ્ધિ-

પૂર્વક નિર્ણય કરશે. (વિસ્તાર વિવેચન માટે "ભાગવત સમીક્ષા મંગાવો.)

૧ વરાહઅવતાર—(ઇશ્વર નિંદા) બ્રહ્માને છીંક આવી, નશ કોરામાંથી અંગુઠાની ટોચ જેવડું ભૂંડનું બચ્ચું બહાર પડયું. તે ક્ષણ માત્રમાં હાથી જેવડું બની ગયું. મરિચ્યાદિ રૂષિઓને આશ્ચર્ય થયું તેણે ગર્જના કરી, સંપૂર્ણ દિશાઓ નાદથી પૂરાઇ ગઈ. શુકરે શરી કંપાવ્યું. લોક ચમકી ઉઠયા. શુકરે પાણીનું વિદારણ કર્યું, તેમાં નાક વડે સૂંઘી પ્રવેશ કર્યો, તો રસાતલમાં પૃથ્વિ વીંટાની માફક વાળેલ હતી. તેને હિરણાક્ષ લઈ ગયો હતો. તેની સાથે યુદ્ધ કરી, તેને મારીને પૃથ્વિ દાંત ઉપર મૂકીને લાવ્યા. દૈતોના લોહીથી પાણી રાતું થઈ ગયું હતું, અને મદોન્મત હાથી સિંધુરની ખાણમાંથી આવ્યો હોય તેવો ભૂંડ જણાયો. ભાગવત તૃતિય સ્કંધ અધ્યાય ૧૩.

૨ ઇંદ્રને કલંક—પૃથુરાજાએ નવ્વાણુ યજ્ઞ કર્યાં, ઈંદ્રને દુઃખ થયું. ત્યારે ઇંદ્ર આવીને ઘોડો ચોરી ગયો. અત્રિ રૂષિએ કહ્યું કે હે રાજન્ ? ઇંદ્ર ઘોડો ચોરી ગયો. તે સાંભળતાં જ પૃથુનો પુત્ર મહારથ ધનુષ્ય બાણ લઇ પાછળ થયો, અને બોલ્યો કે, અરે ચોરટા તું ઉભો રહેજે. તે સાંભળી ઇંદ્રે ગોસાંઇનો વેશ લીધો, પણ તેની પાસેથી ઘોડો લાવ્યો. ફરીથી ઇંદ્ર ઘોડો ચોરી લઇ ગયો, મહારથ પાછળ થયો, તેની ગર્જના સાંભળી ઇંદ્રે કાનફટાનો વેશ ધારણ કર્યો, બાદ ઘોડો પાછો લાવ્યો. અંતે અધ્વર્યુએ ઇંદ્રને કુંડમાં હોમવાનો વિચાર કરી મંત્ર ભણવા માંડયા, એટલામાં બ્રહ્માએ યજ્ઞફળ આપી ઇંદ્રને બચાવ્યો (ભાગવતકારે ઇંદ્ર જેવા દેવોને ચોર ઠરાવ્યા છે.) ભા. સ્કં. ૪. અ. ૧૯.

૩ માન્ધાતાની ઉત્પત્તિ—યૌવનાશ્વ રાજાને તૃષા લાગવાથી તેણે મંત્રેલુ જળ પીધું, તેથી રાજાને ગર્ભ રહ્યો. નવમાસ થઈ ગય

પ્રસવદ્વાર વિના, રાજા પીડાવા લાગ્યો, બ્રાહ્મણોએ કુખમાં મુકી મારી છેદ પાડયો, ત્યાંથી પુત્રનો પ્રસવ થયો, બાદ તરત જ રાજા મરણ પામ્યો. દેવોએ કહ્યું કે कन्धाता? ઇંદ્રે કહ્યું કે मान्धाता. (આ કોને ધાવશે, ઇંદ્રે કહ્યું કે મને ધાવશે) બાદ ઇંદ્રે પોતાની ડીંટડીથી સ્તનપાન કરાવ્યું. ભાગ. સ્કંધ. ૯. અ. ૬. (પાઠકો, જણનાર પણ પુરૂષ અને ધવરાવનાર પણ બીજો પુરૂષ. વાહ)

૪ (યોગેશ્વર મહાત્મા કૃષ્ણચંદ્રની નિંદા) ભાગવત દશમ સ્કંધમાંથી ઉદ્ધૃત–ચિરહરણ લીલા, રાસલીલામાં હાથ ઉપર તાલીઓ આપી ગોપીઓ કૃષ્ણના ગળામાં હાથ નાંખી ચુંબન કરે છે, ગાલ ઉપર ગાલ મૂકી મૂખમાં બાડીયો ઘાલે છે. ભગવાન પરસેવો વળે ત્યારે પીતાંબર વડે મૂખ લુછે છે. કૃષ્ણજી બાળ લીલામાં ચોરીયો કરવા મંડયા. કૃષ્ણની વાંસળીથી અડધી રાત્રે ગોપીઓ ધાવતા છોકરાં મૂકી, કોઇ દોહતાં, દોહતાં, દુધ મૂકીને, કોઇ રાંધતા રાંધતાં, કોઇ ધણીને પીરસતી, પીરસતી, કોઇ જમતી જમતી, કોઈ લીંપતી, લીંપતી, કોઈ મેશ આંજતા, કોઇ લુગડું પહેરતાં, પહેરતાં. કૃષ્ણની સન્મુખ ચાલી. તેમના પતીઓએ કહ્યું કે અડધી રાત્રે બહાર નિકળવાનો સ્ત્રીનો ધર્મ નથી, પરંતુ પતી આજ્ઞાનું ઉલંઘન કરી ચાલી. એક ગોવાળે પોતાની પત્નિને બાંધી રાખી પણ તે તો સર્વથી પહેલી કૃષ્ણચંદ્ર પાસે જઇ પહોંચી. અધ્યાય ૧૯. કુબજાએ કૃષ્ણ મહારાજને ચંદન લેપન કર્યું, કુબજાને કામ વ્યાપ્યો, કૃષ્ણ કંસને મારી કુબજાના ઘેર ગયા, કુબજાએ ફુલહાર, દીપધુપ, આરતીથી ઓવાર્યા. પછી ભગવાને (કૃષ્ણે) કુબજાનો હાથ પકડી–શય્યાપર બેસાડી, તેનો કામ પૂર્ણ કર્યો. કૃષ્ણ જુગાર રમતા હતા. કૃષ્ણ મહારાજ ૧૬૧૦૦ રાણીઓ એકજ મહુર્તે પરણ્યા હતા. એક એક સ્ત્રીથી દસ પુત્ર

અને એક પુત્રી એમ ઉત્પન્ન થયાં. વિગેરે. (મર્યાદા પુરૂષોત્તમ કૃષ્ણચંદ્ર મહારાજે આવાં અઘટીત કામો કદી કર્યાં નથી. મહાભારત તથા ગીતામાં તેમનું અગાધ તત્વજ્ઞાન ઝળકી રહ્યું છે. ગીતામાં કૃષ્ણમહારાજને યોગેશ્વર લખ્યા છે. અને ક્યાં ભાગવતકારના મગજની કલ્પના. અફસોસ.

## મોક્ષનાં ખરાં સાધનો.

વેદાદિ સત્શાસ્ત્રોમાં, વર્ણવેલાં સાધનોમાં "સાધન ચતુષ્ઠય" પ્રથમ છે. વિવેક–વૈરાગ્ય–શમાદિષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા.

૧ વિવેક—સત્યાસત્યનો નિર્ણય, પદાર્થ વિદ્યાએ કરી દરેક પદાર્થની ઉત્પત્તિ, મૂળ સ્વરૂપ, તેના ગુણ અને સ્વભાવને, યુક્તિ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે કરીને અનુભવયુક્ત જાણવાં એટલે ઇશ્વરથી લઇ પૃથ્વિ પર્યંત સર્વ પદાર્થ સ્વરૂપનો નિર્ણય કરવો તે વિવેક.

૨ વૈરાગ્ય—ઉપર લખ્યા પ્રમાણે નિર્ણય કરેલ, જે અનિત્ય પરિણામે દુઃખદાયક, અસત્ય, અને દુષ્ટ પદાર્થ તથા દુષ્ટ આચારનો મન–વચન અને કર્મવડે ત્યાગ કરવો એટલે તેની મનમાં સ્ફુર્ણા પણ ન થાય, અને નાશવાન તથા સાંસારિક વિષયોમાં અરૂચી અને અનાસક્તિ થાય તેનું નામ વૈરાગ્ય છે.

૩ શમાદિષટ્ સંપત્તિ—(૧) શમ–અસત્ છળકપટ અને દુષ્ટ વાસના રહિત, પૂર્વોક્ત વિવેક, વૈરાગ્ય સંપન્ન મનને પોતાના કાબુમાં રાખવું તે શમ. (૨) દમ–તેવી જ રીતે સંસ્કાર પામેલા મનને પાંચ કર્મેન્દ્રિય તથા પાંચ જ્ઞાનેન્દ્રિય દુષ્ટ વિષય અને કર્મમાં ન જાય, એવી રીતે દમવું, કબજામાં રાખવું તે દમ (૩ ઉપરતિ–જે પદાર્થોને વિવેકથી સદોષ અનિષ્ટ અને અનિત્ય જાણેલા છે, તે મળતાં છતાં પણ

.હણુ ન કરવાં, અને તેમાં આસક્ત ન થવું તે ઉપરતિ. (૪) તિ-
.તિક્ષા—શરદી, ગરમી, દુઃખ, સુખ, માન, અપમાન, અને નિંદા સ્તુ-
.તિથી મનમાં ક્ષોભ કે હર્ષ ન થતાં સમાન વૃતિ રાખી, પ્રતિકૂલને
.સહન કરવાનો સ્વભાવ રાખવો તે તિતિક્ષા (૫) શ્રદ્ધા—સદ્‌ગુરૂ, સ-
.ત્પુરૂષ અને સત્શાસ્ત્રના વચનમાં યથાયોગ્ય વિશ્વાસ રાખવો તે શ્રદ્ધા.
અને જડમાં ચેતન અને સોમલમાં અમૃતનો વિશ્વાસ રખાય તે
.અયોગ્ય વિશ્વાસ છે, અને પરિણામે દુઃખ આપે છે. તેમ જેમાં
.ગુરૂપણાનાં લક્ષણ ના હોય તેમાં ગુરૂભાવ રાખવો, તે પણ પરિ-
.ણામે દુઃખ ઉપજાવે છે. આવા વિશ્વાસને અંધશ્રદ્ધા કહેવાય છે.
(૬) સમાધાન—શ્રદ્ધાના વિષયોમાં અગર ભણેલા અને શ્રવણ કરેલા
.વિષયોમાં જે કાંઇ શંકા રહે, તેનો શરમ છોડી પૂર્ણ રીતીથી વારં-
.વાર નિર્ણય કરવો. અને તે પછી તે શંકા વિનાના વિષયને હૃદયમાં
.ધારણ કરવા તેને સમાધાન કહે છે.

૪ મુમુક્ષુતા—વિદ્યા અને અનુમાને કરીને પરોક્ષ નિશ્ચય ક-
.રેલી સત્ય વસ્તુ, એટલે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિની એ-
.ટલે સુધી જીજ્ઞાસા હોય કે, કામાદિ અને ત્રણ એષણા (પુત્ર, સ્ત્રી,
.વિત્ત અને લોકમાં કીર્તિ, માન, મેળવવાની ઈચ્છા) ત્યાગીને વિષયમા-
.ત્રથી પૂર્ણ વિરાગ રાખી, સર્વ વિઘ્ન (પ્રતિબંધ) ઉલંઘન (નિવારણ)
.કરતાં, તન, મનવડે તે મોક્ષ સ્વરૂપ ઇષ્ટ પ્રાપ્તિ માટે જ ઉદ્યત રહેવું
.તેનું નામ મુમુક્ષુતા છે.

પ્રિય પાઠકો—આપ ઉપરોક્ત હકીકત વાંચી સમજી ગયા હશો
, મોક્ષ સાધનો કીયા કીયા છે, અધિકારને પ્રાપ્ત થઈ અષ્ટાંગ
.યોગ સાધવા, વેદાદિ સત્શાસ્ત્રોનું પઠન પાઠન, તેનીજ કથા તથા

પારાયણુ શ્રવણુ કરવું. ( વેદપારાયણુ-ઉપનિષદપ્રવચન-ગીતાપ્રવચન સાંભળીને જ્ઞાન પ્રાપ્ત કરી અજ્ઞાનનો નાશ કરવો. **ऋतेज्ञानान्न मुक्ति:**

અંતિમ નિવેદન એ કરવાનું જે આ લઘુ લેખને વાંચી નિષ્પક્ષપાતપણે સત્યાસત્યનો નિર્ણય કરશો. અને ધર્મના નામે ચાલતાં ધતિંગોમાંથી ઠગાતા બચશો, કે જેથી કુમાર્ગે વહી જતો ધન પ્રવાહ અટકે, અને આ લોક અને પરલોક સુધરે. પુરાણી મહારાજોને આસન ઉપર બેસાડી જપ, જાપ, પારાયણુનો પાઠ કરી જવા કહેવું, અને યજમાને માત્ર ધનનો વ્યય કરી, મનને એમ માની લેવું કે મેં મહારાજને પાઠ કરવા બેસાડયા છે, તે પાઠ કરશે અને મારૂં કલ્યાણુ થશે, તે તો સાક્ષાત સ્વપ્ન, ફોતરાં ખાંડવાથી ચોખા મળે નહીં તેવું છે. ઇશ્વરની ભક્તિ કરનારનોજ મોક્ષ થાય છે. પૈસા ખરચી ભાડુતી ભક્તિ કરાવવાથી કંઇ ફળ પ્રાપ્ત થતું નથી. જે જ્ઞાન પ્રાપ્ત કરે તે જ્ઞાની થઇ અજ્ઞાન દુર કરે, અને તેના જ આત્મામાં સાક્ષાત્કાર થાય છે. **ઇત્યોમ્ શાંતિ:**

**વિજ્ઞપ્તિ**—આ લઘુ લેખમાં ભાગવતની વિસ્તાર પૂર્વક સમીક્ષા કરી નથી. જેને ભાગવતના બારે સ્કધોની સમીક્ષાનું પુસ્તક મંગાવવું. હોય તો કાર્યાલય આર્ય સમાજ મંદિર, રાયપુર ચકલા ગેટની નજીકમાં આવેલુ છે ત્યાંથી મંગાવી લેવું.

ભાગવત સમીક્ષા. કીં. ૦-૪-૦

પુરાણુ પરીક્ષા. કીં. ૦-૪-૦

સ્વર્ગમાં સબજેકટ કમીટી. ૦-૨-૬

સ્વર્ગમાં મહાસભા. ૦-૨-૦

પુરાણુ ઉત્પત્તિ ૦-૦-૬

**આર્યસમાજ મંદિર—અમદાવાદ.**